

**Vidhyayana - ISSN 2454-8596**

An International Multidisciplinary Peer-Reviewed E-Journal

**www.vidhyayanaejournal.org**

**Indexed in: ROAD & Google Scholar**

**સારાંશ**

ટપાલ-ટીકીટ એક નાનો પણ એવો કલાત્મક અને ઐતિહાસિક દસ્તાવેજ છે કે જે ઘરે-ઘરે, શેરી-શેરીએ, નગરે-નગરે, દેશે-દેશે ભ્રમણ કરીને રાષ્ટ્રને પોતાની સંસ્કૃતિ-સભ્યતાથી અવગત કરાવે છે. હાલ, મોબાઇલ, ઈન્ટરનેટ અને ખાનગી ટપાલ સેવાથી ટપાલ-ટીકીટોનું ચલણ ઓછું જોવા મળે છે. આવી મૂલ્યવાન મૂળ ટિકિટને વાંચક કે સંશોધકે જોવી હોય તો તેને ફાંફા મારવા પડતા હોય છે. ભારતીય દફ્તરભંડારો, ફીલાટેલી વિભાગો, ટિકિટ સંગ્રાહકો વગેરે પાસે ઘણી ખરી ટપાલ-ટિકિટો ઉપલબ્ધ છે, પરંતુ તેને વ્યવસ્થિત રીતે જોઈ શકાય તેવી સુવિધા ઉપલબ્ધ નથી. આ સેવા ગ્રંથાલયો દ્વારા પૂરી પાડવામાં આવે તે જરૂરી છે. હવે, જો ગ્રંથાલય દ્વારા આ પ્રવૃત્તિ હાથ ધરવામાં આવે તો ગ્રંથાલયમાં ટપાલ-ટિકિટને નુકશાન કરતા પરિબળો અને તેની જાળવણીની તકનીકો સમજવી જરૂરી છે. આ બૌદ્ધિક, સાંસ્કૃતિક વારસાને જાળવી રાખવું એ પુસ્તકાલયોની નૈતિક જવાબદારી છે, એ માટે પ્રસ્તુત સંશોધનપત્ર તૈયાર કરવામાં આવ્યુ છે.

**ચાવીરૂપ શબ્દોઃ** ટપાલ-ટિકિટ, ગ્રંથાલય

## ૧. પૂર્વભૂમિકા

ગ્રંથાલય એ એક જ્ઞાનકેન્દ્ર છે, જેમાં જ્ઞાન પ્રદાન કરવાના હેતુથી લગભગ દરેક પ્રકારની પાઠ્ય સામગ્રી રાખવામાં આવેલી જોવા મળે છે. જેમાં પુસ્તકો, પુસ્તિકાઓ, સામયિકો, ફિલ્મ્સ, નકશાઓ, વર્તમાનપત્રો, રેકોર્ડ્સ, શોધ-નિબંધો, વગેરેનો સમાવેશ કરી શકાય (હરિત ધર્મેન્દ્ર, ૨૦૦૭). પુસ્તકાલયની પ્રણાલી પુસ્તકો અને દસ્તાવેજોને સંરક્ષિત રાખવાની પદ્ધતિઓમાંથી ઉદ્દભવેલી છે. તેનુ કાર્ય ખાસ કરીને પુસ્તકોને સંગ્રહીત રાખી વાંચકો સુધી પૂગાડવાનું છે. લગભગ દરેક ગ્રંથાલય પ્રયાસ કરતુ રહે છે કે દરેક વાંચક, અભ્યાસુ કે સંશોધકને પૂરતી સામગ્રી તેમના ત્યાંથી મળી રહે. આજના યુગમાં સંશોધકો લગભગ દરેક વિષયને આવરી લેતા જોવા મળે છે. તેમાં ટપાલ-ટિકિટને પણ બાદ રાખી શકાય તેમ નથી. પરંતુ આવી ટપાલ સામગ્રી ગ્રંથાલયમાંથી ઉપલબ્ધ થઈ શકતી નથી. પ્રસ્તુત પેપરમાં ટપાલ-ટિકિટ અને ટપાલ-સામગ્રીનું ગ્રંથાલયમાં મહત્વ અને તેને નુકશાન કરતા પરિબળો તેમજ તેની જાળવણીને લગતી લગભગ દરેક તકનીકો અને તેના

સાધનો વિષે સમજ આપવાનો પ્રયાસ કરવામાં આવેલો છે.

## ૨. ટપાલ-ટિકિટની વ્યાખ્યા

ટપાલ ટિકિટએ નાનો કાગળનો ટુકડો હોય છે. તે એક નાનો એવો કલાત્મક અને ઐતિહાસિક દસ્તાવેજ પણ છે, કે જે રાષ્ટ્રની જીવનગાથા ઉપરાંત તેની આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક, યાંત્રિક, ઐતિહાસિક, ભૂતકાળ અને વર્તમાનને રજુ કરે છે. સામાન્યતઃ એક નાના કાગળના ટુકડા સમાન દેખાતી ટપાલ ટિકિટનું મહત્વ અને કિંમત તેનાથી ઘણી વધારે છે. ટપાલ ટિકિટ વાસ્તવમાં એક નાનો રાજદૂત છે, ટપાલ-ટીકીટ એક નાનો પણ એવો કલાત્મક અને ઐતિહાસિક દસ્તાવેજ છે કે જે ઘરે-ઘરે, શેરી-શેરીએ, નગરે-નગરે, દેશે-દેશે ભ્રમણ કરીને તેઓને પોતાની સભ્યતા, સંસ્કૃતિ, ઇતિહાસ અને વિરાસતથી અવગત કરાવે છે.

## ૩. ગ્રંથાલયમાં ટપાલ સામગ્રી રાખવાનો ઉદ્દેશ્ય

ટપાલ-ટીકીટ એક નાનો પણ એવો કલાત્મક અને ઐતિહાસિક દસ્તાવેજ છે પણ હાલ, મોબાઇલ, ઈન્ટરનેટ અને ખાનગી ટપાલ સેવાથી ટપાલ-ટીકીટોનું ચલણ ઓછું જોવા મળે છે. વિશ્વમાં આવી પ્રાચીન ટપાલ-ટિકિટો ઉંચી કિંમતે વેચાણ-ખરીદવામાં આવતી જોવા મળે છે. દા.ત. ૧૯૪૮માં પ્રકાશિત થયેલી મહાત્મા ગાંધીની સર્વિસ ટિકિટના સેટને વર્ષ ૨૦૦૭માં ૩૭૦૦૦ યુરોમાં લિલામ કરવામાં આવી હતી (પરમાર કુમારપાળ, ૨૦૦૭). ભારત દેશ દ્વારા આવી અનેક આકર્ષક અને કલાત્મક ટપાલ-ટિકિટો પ્રકાશિત કરેલી જોવા મળે છે. આવી મૂલ્યવાન મૂળ ટિકિટને સંશોધક કે અન્યોએ જોવી હોય તો તેને ફાંફા મારવા પડતા હોય છે. ભારતીય દફ્તરભંડારો, ફીલાટેલી વિભાગો, ટિકિટ સંગ્રાહકો વગેરે પાસે ઘણી ખરી ટપાલ-ટિકિટો ઉપલબ્ધ છે, પરંતુ તેને વ્યવસ્થિત રીતે જોઈ શકાય તેવી સુવિધા ઉપલબ્ધ નથી. જો કે ભારતમાં અનેક ગ્રંથાલયો આવેલા છે તો આ સેવા ગ્રંથાલયો દ્વારા પૂરી પાડવામાં આવે તે જરૂરી થઈ પડે તેમ છે. હવે, જો ગ્રંથાલય દ્વારા આ પ્રવૃત્તિ હાથ ધરવામાં આવે તો ગ્રંથાલયમાં ટપાલ-ટિકિટને નુકશાન કરતા પરિબળો અને તેની જાળવણીની તકનીકો સમજવી

જરૂરી થઇ પડે છે.

## ૪. ટપાલ-ટિકિટને નુકશાન કરતા પરિબળો અને તેની જાળવણી

સામાન્ય રીતે ટપાલ-ટિકિટ અનેક સ્તરોની બનેલી હોય છે. જેમાં અધેશિવ, રેસાવાળા કાગળ, કોટિંગ, શાહી વગેરેનો સમાવેશ કરવામાં આવે છે. આ તમામ તત્વો ટિકિટના સંરક્ષણને પ્રભાવિત કરે છે. ટપાલ-સામગ્રી ખાસ કરીને કાગળ પર તૈયાર કરવામાં આવેલી જોવા મળે છે. આમ, પુસ્તકાલયમાં ટપાલ-ટિકિટને ૧. પ્રકાશ, ગરમી, ભેજ, ધૂળ, પાણી, વગેરે જેવા પર્યાવરણીય પરિબળો, ૨. સૂક્ષ્મજીવો, જીવ-જંતુઓ જેવા જૈવિક પરિબળો, ૩. રાસાયણિક પરિબળો, ૪. માનવીય પરિબળો, વગેરે દ્વારા નુકશાન થઈ શકે છે. આવા પરિબળો સામે તેની જાળવણી નીચે મુજબ કરી શકાય.

- **રાસાયણિક પરિબળો:** ટપાલ-ટિકિટ તૈયાર કરવાના કાગળ તેજાબી પ્રકારના હોય છે. જ્યારે ટિકિટને આલ્બમમાં ચોંટાડવામાં આવે છે ત્યારે તેના તેજાબી છુટા પડતા હોય છે અને તે આલ્બમ પર સ્થળાંતરીત થતા હોય છે. આવું થવાનું કારણ ભેજ હોઈ શકે છે. તો શક્ય હોય ત્યાં સુધી ટપાલ-ટિકિટો કે તેના આલ્બમને ભેજ રહિત વાતાવરણમાં રાખવા ઉચિત રેહેશે, શક્ય હોય તો પરબીડિયા સાથે ટપાલ-ટિકિટને સંગ્રહિત કરો, તેમાં અગત્યની માહિતી ઉપલબ્ધ હોય છે (શાહુ જ્યોત્સના, ૨૦૧૪).

- **પર્યાવરણીય પરિબળો:** ભેજ, તાપમાન, સૂર્યપ્રકાશ, હવા વગેરેની આડઅસર ટપાલ-ટિકિટ અને તેની સામગ્રીઓ પર પડતી હોય છે. જ્યારે તે કુદરતી કે કૃત્રિમ પ્રકાશમાં આવે ત્યારે લેખિત તેમજ મુદ્રિત સામગ્રી પર ગંભીર નુકસાનકારક અસર થતી હોય છે. પ્રકાશમાં રહેલા અલ્ટ્રાવાયોલેટ કિરણોથી ટિકિટની લાંબી સેલ્યુલોઝ સાંકળો તૂટી જતી હોય છે અને તે નબળી અને બરડ થાય તેવી શક્યતા બની શકે છે. બીજું એ પણ ખાસ ધ્યાન રાખવું ઘટે કે તે ભેજને શોષે છે. આમ, ટપાલ સામગ્રીને છાપરા કે છત નીચે ગરમ રહેતા માળિયા અથવા ગરમ પેટીમાં અથવા ભીના ભોયરામાં ન રાખવા જોઈએ. ટપાલ સામગ્રીના સંગ્રહને કોંક્રિટની દીવાલોથી તેમજ બાહ્ય દરવાજાથી દૂર રાખવી, જેથી તેના પર ભેજની અસર થવાનો ભય ન રહે છે. ટપાલ-ટિકિટને ૧૮સે. થી ૬૫ એફ સુધીના તાપમાનમાં રાખવાથી વાતાવરણ સામે સુરક્ષિત રાખી શકાય છે. પ્રકાશ,

ભેજ અને ટપાલ-સામગ્રી વચ્ચે અંતર જેટલું વધુ રહેશે તેટલું ઓછું નુકસાન થશે. ટપાલ-ટિકિટને જોવા કે પરખવા માટે ગ્રંથાલયમાં ઉપર પ્રમાણે અલગ વ્યવસ્થા કરેલી હોવી જરૂરી રહે છે (મીના સી. એલ., ૨૦૦૮).

- **માનવીય પરિબળો:** ટપાલ-સામગ્રીઓ બગડવાનું એક કારણ ગ્રંથાલયના કર્મચારીઓ તેમજ ઉપયોગકર્તા પણ બની શકે છે. ઉપયોગકર્તાના હાથથી ધૂળ, સુક્ષ્મજીવો, વગેરે ફેલાતા હોય છે. જેથી હાથને હંમેશા સ્વચ્છ રાખવા, જો લોસન તેમજ હેન્ડ સેનીટાઇઝરનો ઉપયોગ હાથ પર કરેલ હોય તો તેવા હાથથી ટપાલ-ટિકિટને અડવું જોઈએ નહી. કેમ કે તેમાં રહેલા રસાયણો ટિકિટને નુકશાન પહોચાડતા હોય છે. તેને હાથથી પકડવાના બદલે નિહાળીને પોતાનું કાર્ય પૂર્ણ કરવાનો આગ્રહ રાખવો જોઈએ (ગોહિલ મયુરસિંહ, ૨૦૧૫). અયોગ્ય સ્ટોરેજ, ખામીયુક્ત સમારકામ, રફ હેન્ડલિંગ, ઈરાદાપૂર્વક દુરુપયોગ, વાંચનના ચિહ્ન તરીકે પૃષ્ઠોના આગળના ભાગને ફોલ્ડિંગ, બોલ પેન, વિકૃતિ, ભંગાણ દ્વારા ચિહ્નિત કરવું એ માનવીઓ દ્વારા વાંચન સામગ્રી બગાડવાના ઉદાહરણો છે.

- **જૈવિક પરિબળો:** પેપરક્લિપ્સ, રબર બેન્ડ, સ્ટીકીનોટ્સ, વગેરે અમુક ધાતુઓ અને તત્વોમાંથી તૈયાર કરેલા હોય છે. જે સમાયંતરે તેમાંથી છુટા પડતા હોય છે અને જે પણ સામગ્રી પર તેનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તેને આડ અસર કરતા હોય છે. આવા સાધનોનો ઉપયોગ જો ટપાલ સામગ્રી સાથે કર્યો હોય તો તેની છાપ ટપાલ સામગ્રી પર પડ્યા વિના રહેતી નથી. પેપર ક્લિપ્સ અમુક સમયાંતરે કાટ છોડતી હોય છે, જ્યારે રબર પર નબળું પડે છે અને કાગળ પર ચોંટી જતું જોવા મળે છે. જેથી આવા જૈવિક સાધનોનો ઉપયોગ ટાળવો અનિવાર્ય રહે છે.

આમ, ટપાલ-ટિકિટની જાળવણીમાં મહત્વનો મુદ્દો એ છે કે ટપાલ-ટિકિટનો એક આલ્બમ તૈયાર કરવો જોઈએ. ટિકિટને જેટલીવાર હાથફેર થાય તેટલીવાર તે મેલી કે નુકશાન પહોચતી જોવા મળે છે. ટપાલ-ટિકિટને હાથથી નહી બલ્કિ ટૂંપિયા એટલે કે અણી વગરના ચપટા મોંઢાવાળો ચીપિયા વડે પકડવી જોઈએ, જેનાથી ટિકિટની ધાર પર આવેલા છીદ્રો (પરફોરેશન) ને નુકશાન કે ક્ષતિ ન પહોંચે. ટૂંપિયા વડે પકડીને આલ્બમમાં મૂકી દેવી જોઈએ, આવો ટુંપિયો અણીદાર કે કાટવાળો ન હોય તેનું ખાસ ધ્યાન રાખવું જોઈએ, સીધી અને સ્વચ્છ સપાટી પર કાર્ય કરો. ટપાલ-ટિકિટોને સરકાવી શકાય

તેવી પારદર્શક પટ્ટીઓ વાળી સ્ટોક બૂકનો ઉપયોગ કરવો. સમયાંતરે આલ્બમમાં રહેલ ટપાલ-ટિકિટોને બીલોડી કાચથી તપાસતા રહેવું જોઈએ. જેથી ધૂળ અને ગંદકીથી દુર રાખી શકાય છે.

ગ્રંથાલય પાછલા રેકોર્ડ્સ, સંશાધનોને કંપોઝ કરે છે અને આજની પેઢીઓ તેમજ આગામી પેઢીઓ માટે ઉપલબ્ધ કરાવે તે અનિવાર્ય છે. તેથી, આ બૌદ્ધિક, સાંસ્કૃતિક વારસાને જાળવી રાખવું એ પુસ્તકાલયોની નૈતિક જવાબદારી પણ છે. તેમજ, દસ્તાવેજો સારી અને ઉપયોગી સ્થિતિમાં હોય તો ગ્રંથાલય-સામગ્રીઓનું યોગ્ય પ્રસારણ શક્ય છે. આ દસ્તાવેજીકૃત ટપાલ સામગ્રીનો સંગ્રહ કરવો અને વાંચકો સુધી પહોચાડવા અને આ સામગ્રીના રક્ષણ માટે જવાબદાર કોઈપણ પુસ્તકાલયોએ તેમની સંરક્ષણ માટેની સંભવિત પદ્ધતિઓના વિવિધ કારણો જાણતા હોવા જોઈએ.





**ટૂંપિયા અને આલ્બમના ઉપયોગ અંગેનું છબિચિત્રો**

Vidhyayana - ISSN 2454-8596
An International Multidisciplinary Peer-Reviewed E-Journal
www.vidhyayanaejournal.org
Indexed in: ROAD & Google Scholar



**સંદર્ભસૂચિ**

ગોહિલ, મયુરસિંહ, ૨૦૧૫, સૌરાષ્ટ્રના અભિલેખાગારોઃ એક અધ્યયન, વિદ્યાવાચસ્પતિ અપ્રકાશિત તપાસનિબંધ, સૌરાષ્ટ્ર યુનિવર્સીટી, રાજકોટ

ઠાકર, રમેશ, ૨૦૦૭, ૧૫૦ વર્ષની ભારતની ટપાલ-ટિકિટો અને તેનો ઈતિહાસ (૧૮૫૪-૨૦૦૪), પ્રવીણ પ્રકાશન, રાજકોટ

પરમાર, કુમારપાળ, ૨૦૧૭, "મહત્મા ગાંધી કે ભારતીય ડાક-ટિકિટ" (હિન્દી), રૂપાંકન, તૃતીય અંક, ૨૦૧૬-૧૭, રાષ્ટ્રીય ડીઝાઇન સંસ્થાન, અમદાવાદ, 30-31

મીના, સી. એલ., ૨૦૦૮, વાર્ષિક અહવાલ ૨૦૦૭-૦૮, ગુજરાત પ્રદૂષણ નિયંત્રણ બોર્ડ, ગુજરાત સરકાર, ગાંધીનગર

શર્મા, સી. કે. અને ધર્મેન્દ્ર કુમાર હરિત, ૨૦૦૭, ગ્રંથાલય સૂચિકરણ (હિન્દી), એટલાન્ટિક પબ્લીશર્સ એન્ડ ડિસ્ટ્રિબ્યુટર્સ પ્રા. લિ, નવી દિલ્હી

શાહુ, જ્યોત્સના, ૨૦૧૪, "પ્રેજર્વેશન ઓફ લાઈબ્રેરી મટીરિયલ્સઃ સમ પ્રિવેન્ટિવમેશ્ S|O" (અંગ્રેજી), ઓરિસ્સા હિસ્ટોરીક્લ રીસર્ચજર્નલ, ભુવનેશ્વર, XLVII:1: 105-114